# ભજન ભંડાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુટે-બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ પહેલી        પ્રત ૨૭૦૦

સંવત ૧૯૬૯        સને ૧૯૧૩

અમદાવાદ.

શ્રી "સત્યસાગર" પ્રીન્ટીંગ પ્રેસમાં

પટેલ. પોચાભાઇ ચકુભાઇએ છાપી.

કીંમત રૂ. ૦-૪-૦.

શ્રી

# ભજન.

## ભજન ૧.

ગુરૂ તારો પાર ન પાયોરે, પાર ન પાયોરે,
પૃથ્વીના માલેક તારમે હોજી.
હાંરેહાં ગવરી પુત્ર ગણેશ દેવને સમરોજી,
સમરૂ સારદા માય. મેં વારી૦
હાંરે હાં જમી આસમાન મુળવિના માંડુજી હોજી,
થંભ વિના આભ ઠેરાવ્યોરે મેં વારી૦
હાંરે હાં ગગન મંડળમાં બાલક ખેલેજી હોજી,
બાલક રૂપ સવાયોરે. મેં વારી૦
હાંરે હાં સુનશીખર ગઢ એકત અખેડાજી હોજી,
વરસે નુર સવાયોરે; મેં વારી૦
હાંરેહાં જળહળ જોતું દેવા તારી ઝળકેજી હોજી,
દરશન બીરલે પાયોરે; મેં વારી૦
હાંરેહાં સુબીજુનો ચેલો દેવાયત પંડીત બોલીયા હોજી.
સંતનો બેડલો સવાયોરે
ગુરૂને ઓળખ્યાજી હોજી. સ્વામી તારો પાર ન પાયોરે
પાર ન પાયો. જીવન ઠાકોર તારો પાર ન પાયોજી.

## ભજન ૨.

વારે વારે કહું ગારા દીલડાની વાત, જાડેજા કરીલે જાણુ,
ઘોડા જીવણારે જેસળજી;
હળ ખેડતો મેં તો હાલીને માર્યો. પદર ખુંટી પાણીઆરી;
કાઠીરાણી પાપ પ્રકાશો, ઘણી આગળ જેસળજી, વારે વારે૦
તોરણ આવ્યો મોડબંધ માર્યો. પીઠીયાળાનો નહી પાર.
કાઠીયાણી પાપ પ્રકાસો ઘણી આગળ જેસળજી. વારે વારે૦
ચોવીસ વરસ લગી ચોરીયું કીધી,

અમારા અવગુણનો નહિ પાર,
કાઠીરાણી. પાપ પ્રકાશે ઘણી આગળે; જેસલજી. વારે વારે૦
આવી આવી અતીતની જમાત જાડેજા,
તેમાં તો શાયબો મારો આવીયો
અવર ખાવાને ભગવો ભેખ જાડેજા.
શાયબાને પીતાંબર પાઘડી. વારે વારે૦
રોજાં ચરે નવલખ જાડેજા, તેમાં તે સાયબો મારો આવીયોરે;
અવર રોજાને લાંબી શીંગ જાડેજા,
સાયબાને સોનેરી શીંગઠી. વારે વારે૦
અવર રોજાને ઘાસ જાડેજા. સાયબાને કસ્તુરી કેવડોરે
જેસલજી બોલીયા તોળલ કાઠીરાણી જાડેજા,
બોલ્યા તે પીરહુદી પાંખડીરે; જેસલજી, વારે વારે૦

## ભજન ૩.

કાળ ક્રોધ મનમાયલાને વારોરે, સાધુ ધરમ સાંભળો રે હોજી;
મન વૃત્તિ બાવો શું સમજાવેરે, પવનવેગથી ન્યારોજીરે સંતો
આઠ કુળ પરવત ધરા જેમ ધ્રુજેરે,
ભેળા હનમો હરો રે હોજી. કાલ૦
દશમે દરબાર ગુરૂએ દયા વરતાવીરે,
રણ વગડામાં ગુરૂએ રમત માંડીરે,
પાપી પરલે હોશેરે હોજી. કાલ૦
ઝનના માન્યાં ગરૂએ મેઘ વરસાવ્યાં
ત્યારે પડગે કાળીંગો ભાગ્યોરે;
નાગરવેલે નિત્ય ફૂળ હોશેરે હોજી. કાલ૦
એવા વાંજીયાં વધારો બાવો કરશેજીરે સંતો,
એ અમર ફૂળ સાધુ ધરે હોંસે તારે,
ત્યાં કાળીંગાને મારોરે હોજી. કાલ૦
મેં પશુ લોભી મેં પશુ લાલચુરે,
ચરણાંગત સ્વામી તારોરે જીરે સંતો;
સધળા પંડિતના ગુરૂ દેવાયત બોલ્યારે,

મીં આધીનતા તારીરે હોજી. કાલ૦

## ભજન ૪.

એક દીન એસો આવશે તે, સબળ મારા રૂદીયામાં સાલેજી.
સગાંરે મીત્રને કારણે, કોઇનું જોર નવ ચાલેજી;
કરે કઢ એને સૌ કરે, જાણે જન્મેજ નેતેજી. એક૦
ઘટાનો ઘુંઘટ અળગો કરો, રોકયા હસે દરવાજાજી;
કાળે કાયાનો ગઢ ઘેરીઓ, રોકયો દેહનો રાજાજી, એક૦
સોળરે વરસની સુંદરી, ઉભી ટગમગ જુવેજી;
આરે કાયામાં હવે કાંઈ નથી, ઉભી ધુરકે રૂવેજી. એક૦
વેઢ વીંટીને સાંકળાં, વાની વીધના વાધાજી;
કુટુંબ મળ્યું સહુ સામટું, સર્વે લુટવાને લાગ્યાજી. એક૦
એની વાલમણ શેરીએ, માતા ઝાંપેથી વળશેજી;
સગાંરે સગાંરે તમે શું કરો, સગાં વળાવીને વરશેજી. એક૦
સગાંરે વન કેરાં લાકડાં, આવી ભેળાં બળશેજી;
કોના છોરૂ ને કોના વાછરૂં, કોનાં મા અને બાપજી. એક૦
અંતકાળે જાવું એકલું, સાથે પુન્યને પાપજી;
એક નાહિરે ત્રાપો નહિ તુંબડા, નહિ કાંઇ ઉતારાનો આરોજી;
કરજોડી અખો એમ બોલીયાં, પ્રભુ મને પાર ઉતારોજી. એક૦

## ભજન ૫.

આજદન લેખ લખાયો રે હાં, ઘેર આવો સતગુરૂ સાધરે;
કરમલ વેલડીના કાગળ કાચા, દુર કર્યા અપરાધરે હાં;
રામનામ નીજ મંત્ર સુણાવોરે, શબ્દ સુણાયો આદાધરે;
વચન સુણાવા કછુ ભેદ સુણાયા, સુણાવો અનહદ આનંદ. આ.
અર્થ કીધો પરમાર્થ કીધો, લીધો પોથીનો સ્વાદરે.
મોરી શંકા ગઇ હજુરમાં, લખાવો ભલી કરી ફરીયાદરે આ.
સતગુરૂ સાચા મળીયા, જેને બતાવ્યા નીજ જ્ઞાનરે;
દયા કરી અમને દરશન દીધાં. મેરૂં કરી મહારાજ. આ.
સુન મંદીરીયામાં સતગુરૂજી બેઠા ધરી એકાંતે આદાધરે;
આતનાથ ચરણે ભણે અખારામ, મેલી દીધો નુગરા સેવવા. આ.

## ભજન ૬.

ચૈતન ચેતજોરે હાં આવ્યો તારો, મનખ્યા જનમ અવતાર ટેક
સ્મરણ કરી લે જીવડા સભાગીઆને,
પ્રભુને ભજો તો ઉતારો પાર, ચેતન.
કાયા કાગળ જેસી કોટડીનેરે, ભરીએલા અનગળના ભારરે;
કાયા એડી તારી બુડવા લાગીને, સંત ઉતારે ભવપાર. ચેતન.
હરિના નામના હાટજ મંડાવો, ભક્તિનો કરો વેપારરે;
વીઠલ નામની વસ્તુ વારોરે, તોલાં રાખો ટેક શાલરે. ચેતન.
ધીરજની તમે ઢાલ બાંધોને, સત્યની બાંધો તરવારરે;
રામનામ બખતર પેરોને, માયલા કાળીંગાને માર. ચેતન.
માત તાત તારાં કુટુંબ કબીલાને, ઘરે સકળવંતી નારરે;
હરિત્રુઠયા એને સુખજ આપેને, જમરાં આપે ઝાઝો મારરે ચેતન.
સેજ તળાયુને અવલ ઓસીકા, ને ધન દોલતનો નહિ પારરે.
આંહીનું ધન્ય તારૂં આંહીજ રહેશે, ને સાથે નહિ આવે.
તલભારરે, ચેતન.
દેવાય તો તમે અનદાન દેજોને, ભરીયા છે ગરથ ભંડારરે;
ભુતનાથ ચરણે ભણે અપીયોને, સત વચન છડીદાર. ચેતન.

## ભજન ૭.

આતમ એક છેરે હાં એક ઓદર એક ખાણુરે,
ભાર આવ્યા પછી ઓતમ, મધ્યમ છે તાંણુ વાણુરે. આતમ.
ભાઈરે બ્રાહ્મણથી ત્રીવૈસ્ય સુંદર, બાંધ્યા છે વરણ ચાર;
સોનું સરવે એક છે, એના ઘાટ ઘડયારે અપાર. આતમ.
ભાઈ મેલો મમતાને ટાળો, સંસેરે પરહરો ને પાખંડરે;
શેરડી સરવે એક છે, ગોળ સાકળ ને ખાંડ. આતમ૦
હાથે હાથી કેરાં હાડકયાં, કેવાય સુવાસણ નારરે;
નાવણ ચોકે નીત્ય કરે એના જોજો અવળો ન્યાય. આતમ
નવસે નવાણું નદીઓનાં નીરજ આવ્યાંને,
જુજવાં જુજવાં તે જાયરે,
આઈ સરવાળે સો એક છે. એનાં નીર પોસ્યાં નરવાણ આતમ.

આચરીને સહાય અવગત, મુળ શોધ્યા વિના ભ્રમરે;
કહે અખો આતમરૂપ વિના, કેમ કરી છુટશો કરમ. આતમ.

## ભજન ૮.

જીતો જ્યારે જાણીએરે હાં,
જોદ્ધો રેયાનો હું હું કારરે;
કાળના તું તો કટકા કરજે રે,
માથું કાંઢે દેજે મારરે.
ધરમણી ધનુષ દયાની પણછુરે,
ભંજન ભલકારે સાર; જીતો૦
સત સલેશેરખમાં ખડગ,
લઈને ઝુંઝે એમ ઝુઝાર. જીતો૦
પ્રેમના બખતર નખ શીખ પેરેને,
વળગે નહીરે શીકારરે,
રામનામ સ્મરણ કરો હયોને.
દીપશે ઘણી દરબાર. જીતો૦
મરગ સોરીંગ ચળીને, ખાંતે મળ્યા ખુવારરે,
ભગત જગતમાં ભળી શમ્યારે,
તું તો મનને મેલીશમાં એકતાર. જીતો૦
શીલ બંદુક સંતો દારૂરે,
જ્ઞાન ગોળારે સારરે;
માર મમતાને મટે શંગે તારાં,
સમજીને ખેલ સીકાદ. જીતો૦
સામા સામા મેલો મનના ભામારે;
હાથ કરો હથિયારરે,
ચેતન ચોકીમાં ચોર ન લુટેરે.
કજીઆ કરશો કીરવાર. જીતો૦
પારકું ધન્ય તજે જ્યોરે, મસાણું સોમી સારરે,
આશ્રય રોજી તારી ઉતરે.
તારા આહારનો નાવે પાર. જીતો૦

વચમાં છે ઘાટી ને ઉતારો આટીરે,
હરખ શોક હજારરે;
જગત જળી હેરઈ છે,
બળી તેનો ડાગ ન લાગે લગાર. જીતો૦
જ્ઞાન ઘોડને સાચ હોડાને,
તેપર થાંગ્યો અસ્વારરે;
ભુતનાથ ચરણે ભણે અખયેર,
ખેલ છે ખાંડાની ધાર જીતો૦

## ભજન ૯

સમજ મન તું સોયનર મેલા,
આવ્યો વાપદો અડકડ..(૨)
રામનામની છડીયું ચાલે, સીચાણો અજ્ઞાન ઘટે;
પલમાં પ્રાણી પકડી લેશે,
જેમ પંખીમાં બાજ પડે. સમજ૦
તુને ધુત્યો ને મુને ધુત્યો, પરનારી શું પ્રીત કરી,
એ દહાડા પ્રાણી દલમાં રાખો,
અંતકારે તો આડા ફરે. સમજ૦
છાની વાતો ચોડે ધાડે ધારણુ વિનાની નાવે ધડે;
સંતની સેવા જ્ઞાન ગરીબી,
એ જુગટીયાના નહીં જડે. સમજ૦
જીવેનસે જગડો લાગ્યો, અનેક ભુપત્યાન ભડે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
તે પ્રતીત હોય તો પાર પડે. સમજ૦

## ભજન ૧૦

હીરલો લાધ્યો મુજ રાંકનેરે, કોડી એનાં મુલ દેવાય;
ઝવેરી મળેથી એના પારખ્યા,
એના મુલ તો મોંઘેરા થાય,
વહલન તોઈ વસ્તુ વેરીયેરે હાં,
જેમાં અવગુણ નોય. ટેક

સત ગુરૂએ મારી અને શારડી,
શર બેઠા રૂદિયા માંય,
ટંકશાળે આયા પાછા નહિ ફરે,
નાણું સાચાંરે કહેવાય. વરતન૦
ચિંતામણી મણીરે સોહામણી.
શોભા વરણવી ન જાય;
જેને દીઠે કમળ ઠરે, આપ સરીખા કરાય. વરતન૦
મુંઢારે ગરવા મારા સાધશે, જેનો સોનેરી રંગ,
ધોળ્યું ધોળુંરે રંગ નત નવો,
ઉલટી જાશેરે પતંગ. વરતન૦
ખરારે ખોટાના સૌ પરાખ્યાં,
જેમ તાવતાં તરત પરખાય;
કહેરે જીવણ એને જોખતાં,
કુડીઆં સાધનમાં જાય. વરતન૦

## ભજન ૧૧

વેલા પધારો હરી સંતાની વારેરે,
મારી વારે ચડો વિશ્વાધારીરે—ટેક.
રાણી રૂપાદે જેદી પાટ પધર્યારે;
જાનૈયો રચ્યો છે અંબારરે;
સોનાની થાળીએ જેદી, ફુલડાં રચાવ્યાંરે.
ઝર પ્રકુટ્યો કીરતારરે. વેલા૦
જુનાગઢમાં મેહેતો નરસી કેરાણા,
સોનાની હુંડીઓ સ્વીકારીરે,
કુંવરબાઇનું જેદી મોસાળુ પુરેરે
વાલો થયા છે વેપારીરેરે
રોહીદાસ માથે જેદી બ્રાહ્મણ કોપ્યા રે,
ખર્ચી મંડાવી એને ખાતેરે;
અનુભવી પ્રભુ આસરો તમારોરે
લાગ આનાની પત રાખોરે. વેલા૦

ઢોલવા ઉપર જેદી કરૂણા કીધીરે;
દેવર ફેરવાને દેહારરે;
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણેરે,
મંદિર મંદિર મોચારીરે. વેલાં૦

## ભજન ૧૨.

મીરાંબાઇ પુરવ જનમની છે પ્રીતડીરે,
નામ નહિ રે છોડું હરી.
મારે રૂદીયે લખ્યા હરીના લેખ રે,
નામ નહિ રે છોડું હરી,
મોલુમાંથી મીરાં ઉતર્યાં ગ્રાહ્મા ભરીયા બાર;
લખી કાગળ રાણો મોકલે,
એ મીરાં એકવાર ચીતોડગઢ આવરે. નામ૦
ચાર પાંચ પત્ર રાણે મોકલ્યા, જાજો મીરાંની પાસ,
સુંગણુ જેવું મીરાં સાસરૂ,
લજવું મામાનું મોસાળ. નામ૦
લખી કાગળ રાણો મોકલે, દેજો મીરાંને હાથ;
ચાર પાંચ આપુ મીરાં ગામડાં.
અરધુ આપુ તુને રાજ. નામ૦
તમે રાઠોડની કુંવરી, અમે છેયે ચમાર;
કાલે રાણો ઘેર આવસે,
મીરાં શું થાસે હવાલ રે, નામ૦
ઝેરના કટોરા રાણો મોકલે, દેજો મીરાને હાથ;
અમૃત જાણી મીરાં પીઇ ગયાં;
મારો સાથબો રાખે મારી લાજ. નામ૦
પાટ સરખી પીળી થઇ મીરા,
લોક જાણે પડ્યા રોગ;
એવી લાંઘણુ તો મીરાંબાઇ કરે,
મારે હરી ભજવાનો આવ્યો જોગ. નામ૦
રાણાજી જળદ મોકલે, જાજો મીરાંને મારેલ.

મીરાં સુવાં હોય તો બાળજો,
ડાંગ દેજો જમનાજીને ઘાટ, નામ૦
ઝાંઝ પખાજ વેણું વાગીયાં, ઝાલરનો ઝણુકાર;
કાશી નગરના ચોકમાં
મને ગુરૂ મળ્યા રોહીદાસ. નામ૦
ભાદરવો ભલે ગાજીઓ, નદીએ ખલકીયાં નીર;
દાસ જીવણ સંતો એમ કહે,
મીરાં ભજનમાં રહેજો ભરપુર. નામ૦

## ભજન ૧૩.

જુગના જીવન વેલા આવોરે,
મારા પ્રાણ પાતળીયા વેલા આવરે;
હો તમ વીના મારે અંતરમાં અંધારૂં ટેક.
નાભી કમળપર સુરતા સામળીયા,
અધર તખતપર મારો આપ બીરાજે;
સુખામણા નારી જો સેજું બીછાવે,
તારે રાસ રમ્યા રંગ ભીના. હો તમ૦
સાવ સોનાના હરી વાઘા સામળીયા,
પાનેતરમાં રંગ ભીના ભીના સોઇયેરે;
વાલો વીદેશી વરવાને બેઠા,
ત્યારે વીટાણા સો વરમાળેરે. હો તમ
મધુરી શી મોરલી વાગી સામળીયા,
સુતા મંદીરીએ રાણી રાધાજી જાગ્યાં;
જાદવ કુળને એટલું કેજો,
બે ચાર દાડા વેલા આવો. હો તમ૦
કોળા કાગળનો કડકો સામળીયા,
મસ મોથી લેખ નોતી;
કુંવરબાઇનાં મામેરાં પુર્યાં,
તે ભાણું ભરીને વેલા આવ્યા. હો તમ૦
સાચું મરેલું મારે તયે સામળીયા,

અવર ઘરેણું મારી નજરમા ન આવે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
તે દાસને દર્શન દેજો. સો વમ૦

## ભજન ૧૪.

રામ સમર મન રામ સમર હેં,
એરે સુર્ણ કર્યું મન સુતા;
જાગ્રત નગરી ચોર ન લુટે,
જમ મારેગા જમ દુતા. રામ૦
જપ કર તપ કર કોટી મહા કર,
કાશી જઈ કરવત લેતા
મુઆ પછી મુક્તિ નહિ હેવે,
રણુમેં સમજે જમ દુતા. રામ૦
જોગી હોકર જટા વધારે,
અંગ લગાવે ભભુતા;
ચમડી કારણુ દેહ જલાવે,
સો જોગી નહિ જમ દુતા. રામ૦
જોગી હોય સો જંપલ રહેવે,
કાળ ક્રોધકું (દે) ઠોકા;
અધર તખ્તપર આપ બીરજે,
સો જોગી હય અવધુતા. રામ૦
સુતા સોનર ગયા ચોરાશી.
જાગ્યા સો નીરભે હોતા;
દાસ જીવણ સંતો ભીમને ચરણે;
અનુભવી અનુભવ લેતા.

## ભજન ૧૫.

મેં મસ્તાની મસ્તી ખેલું. મેં દીવાના દશકા,
જ્ઞાન ખડગ લઈ આગે હોતું,
મેં સીપાઈ હું મેરમકા મેં મસ્તા.
ઘનન ઘનન ઘડીઆળા વાગે, તાલ પખાજ અરૂ મુરચંગ

સુન સીખર ગઢ સેન ચાલાવું,
નાચ નચાવું નવ રંગા. મેં મસ્તા૦
રાચ આંગણીએ વાંસ રોપાવું, ધીમા ઢોલ બજાવુંગા;
નટવા હોકર નાચ નચાવું,
અ.ભુમેપદ લઈ આવુંગા. મેં મસ્તા૦
મેં દાસી સબ સંતન કેરી,
પાઉ પીઆલા અવીનાસી;
ખોજ ખબર તુજે દીલ ભીંતર,
રોમ રોમપર લે લાગી, મેં મસ્તા૦
જીવન સુનલો સાધો ભાઈ, કઠીન કામ હે વેરાગી;
તુરત સુરતકી સાંન ટેરાણું,
સકળ ભરમના ભે ભાંગા. મેં મસ્તા૦

## ભજન ૧૬.

અમારા ને અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારેજી;
અમારા અવગુણ સામુ મત જોય. (ટેક)
ગુરૂજી મારે દીવોરે, ગુરૂજી મારો દેવતારેજી;
ગુરૂજી મારા પારસમણીને તોલ. અમારા૦
ગુરૂ મારા ગંગારે ગુરૂ મારા ગોમતીરેજી.
ગુરૂ મારા કાશીના કેદાર. અમારા.
ગુરૂ મારા ત્રાપારે ગુરૂ મારા તુંબડારેજી;
ઇ તુંબડે કતરીએ ભવપાર. અમારા.
ભાળીડાં મેલાવોરે ગુરૂ ગમ જ્ઞાનનારેજી
ઇ ભાળીડાં જરણી માહેલો જામ. અમારા.
ગુરૂને પ્રતાપે દાસ જીવણ બોલીયાજી,
દેજો અમને સંત ચરણમાં વાસ. અમારા.

## ભજન ૧૭.

દેખ્યા હોય તો કહી બતાવો, મોતી કેસા રંગા હોજી;
ઘર ગમ કહી ગોતો ગગનમાં, ત્યાં છે ગુસી ગંગા. દેખ્યા.
સુલડ સુરને છીપા ચેલા, દીસે નહીં પગ ઠંડાજી.

અગમ ભાખે પણ ગમ નહિ નરને,
આપ વખાણે અખંડા. દેખ્યા.
દીપક ગુરૂરે જ્ઞાન બતાવ્યું;
નામ પ્રતાપ નવ ડંડાજી;
પીંડ બ્રહ્માંડમે અપર પારા,
નહીં સુરજ નહિ ચંદા. દેખ્યા.
ક્યાંસે આયા ક્યાં સમાણાં અહીં અચંબાજી;
મોતી ન નીરખ્યા પિયુ ન પરખ્યા,
આપ ભયાં આનંદા. દેખ્યા.
આત્મ ચીન્હો અનુભવ પામ્યો,
મટી ગયા સોય ફંદાજી;
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
ધ્યાની પુરૂષના ધંધા. દેખ્યા.

## ભજન ૧૮

જાવું છે મરી મેરમ જાવુ છે મરી, લે લગાડી રામ ભજીલે,
મેડી મંદીર માળીયાં, તારા જાશે પાડાં,
કાચીકાયાનું સ્થુળ બંધાણું, જાણે ધુળની ઘડીરે. મેરમ
ગણું કુટુંબ તારૂ લુટવા લાગે, કાનની કડી;
કાઢો કાઢો એને સહુ કહે, હવે રોકોમાં ઘડી (૨) મેરમ.
ફુલની સેજ ફુલી રહયા છે, જાણીએ અરથમાં અળી;
જમડા આવશે જીવ લેવા, પછે ભાંગશે નળી-ભાંગશેનળી. મેરમ.
સાધુની સંગ ગુરૂની સેવા, એ વાત છે ખરી,
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે,
જન્મ જાય ટળી—જન્મ જાય ટળી. મેરમ.

## ભજન ૧૯

મારો બાળપણાનો બેલીરે, મારી કાયાનો સંઘાતીરે;
જેણે પ્રીત જગતમાં કીધી.
વહાલા મારા પહેલી પ્રીત ગુરૂજીએ કીધી,
જેણે અવીચળ પદવી લીધીરે. જેણે

વાલે મારે ભાવે ભાજી વીદુરની ખાધી,
જેને અંગતે ગુણુકા સીધીરે. જેણે.
વાલે મારા જલમા ગજે બુમ કીધી,
તેની તુરત ખબર લીધીરે જેણે
વાલો મારો વનરાતે વનના વાસી,
એમ બોલ્યા જીવણદાસરે જેણે

## ભજન ૨૦

મારે બાળપણાની પ્રીતુંરે, પુર્વ જનમની પીતુંરે,
ઓધા મોલ આવેરે
જોઈ જોઈ વોરીએ જોયું, બીબા વીના પડે ન ભાત્યુરે
ભાર ઝીલે ભીતુંરે ઓધા મોલ
તમ વિના નથી રેવાતુ, વાલમ આવો કરીએ વાતુ;
આવી છે એકાંતુરે ઓધા મોલ
દાસ જીવણ સંતો ભીમને ચરણે, વારણા લઉ વારીવારી
અરીગ અજાણીરે ઓધા મોલ

## ભજન ૨૧

ઉઠી ઉધારા તારા કેટલાક રડશે વાહાલા,
ખોળીયું લીધું છે માગી ભાડે, ટેક
એવો મોઘો મુલો મનખો મેલીને જાવું છે એક દહાડે.
અણું રે કુટુંબ તારૂં ઝાંપલા સુધી વાલા,
મીત્રો વળાવી આવ્યા ઉજડ પાડે— ઉઠી૦
દેહના ડુંગર તારા ડોલવા લાગ્યા વાલા,
વચન બંધાયા દેહિએ કાચો નાડે—
દાસ જીવણ સંતો ભીમને ચરણે વાલા,
પાછું વોળાવા કોઇ નહિ પાડે— ઉઠી૦

## ભજન ૨૨.

સત ગુરૂ મળીયા એના સંસેય ટળીયા,
મારી બે ભરમણાં ભાંગી,

જીવેરામ લે ભરમણું ભાગીજી, ટેક.
જ્ઞાન ગબરૂ મેં તો કંઈ નહિ જાણ્યું,
મારી સુરતા સાહેબ. સુરે લાગી૰ ૧
જીવેરામ સુરતા સાહેબ સુરે લાગી,
નાભી કમળસે નાવ ચલતહે,
જળ હળ જોત્યુએ જાગી. જીવેરામ૰ ૨
શુરવિર નરતો સનમુખ ચાલે,
કાયર જાશે ભાગી. જીવેરામ૰ ૩
બીજળી બંદુકથી પ્રેમ પલીતો,
અમને જ્ઞાન ગોળી લાગી. જીવેરામ૰ ૪
દાસ જીવણ સંતો ભામને ચરણે,
સંત મળ્યા સુહાગી. જીવેરામ ૫

## ભજન ૨૩.

બાતો ધણીનો દીનાનાથ, વાંતું અમે કેમ કરીએ;
લટકામાં આવું ને લટકામાં જાવું, લટકામાં સમજાવું રે; ૧
એક ઠેકાણું તમને એવું તમને બતાવું તે, બે ઘડી ઉભા રેજોરે;
સુખ દુઃખની આપણુ વાતું કરીએ વાલમ.
જોબન જાય રસ લેવારે. ૨
સોના ઉઢણીને રૂપલાનું બેડું, હાથમાં જળ જમુનાની ઝારી;
રાણી રાધાજી જાણે પાણીડાં ચાલાં,
જાણે સોળ વરસની નારી. ૩
સાળે સણગાર તારે અંગે બીરાજેને, હાથમાં સોનાકેરા ચુડો;
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વાલા વર છે રૂડો. ૪

## ભજન ૨૪.

નીત નીત ભજવું તારૂં નામ, તારૂં નામ મારા સામરે.
પ્રેમ થકી મને પ્રભુજી મલ્યા હોજી. નીત નીત૰
સુની સેજડીઆ મોરી નીદ્રા ન આવે વાલા;
કાંઈ નવ સુજે ઘરનાં કામ મુને કામ. પ્રેમ૰
આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમના;

વચમાં ગોકળીયું રૂડું ગામ રૂડું ગામ. પ્રેમ૦
ભાતરે ભાતના ભોજન પીરસીયાં વહાલા;
જમવા ન આવે ઘેલો શામ ઘેલો શામરે. પ્રેમ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
છેલ્લી બાકીના રામ રામ રામ રામરે પ્રેમ૦

## ભજન ૨૫.

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઈ અમે બાળકુંવારારે; કાનુડો.
જળરે જમનાના હું તો, ભરવા ગઇતીરે,
કાનુડે ઉડાડયાં આછાં નીર—ઉઠયાં ફરરરરરરે. કા
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે,
સોળસે ગોપીમાં ઝાલ્યાં ચીર—ફાટયાં ચરરરરરે. કા
હું તો વરણાગી કાના તારારે નામનીરે,
કાનુડે તાણીને માર્યાં તીર—વાગ્યાં અરરરરરે કા
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
કાનુડે બાળાંરે કીધાં ખાખ—ઉડી ફરરરરરરે કા

## ભજન ૨૬.

જુનું થયુંરે દેવલ જુનું થયુંરે,
મારો હંસલો નાનો ને દેવલ જુનું થયું;
મારે કાયા હંસા ડોલવા લાગી,
દાંત ગયા ને માંહે ખુરીયાં. મારો
મારે કાયા હંસા પડવાને લાગી,
ગયો હંસને પાંજર પડયુંરે રહ્યું. મારો
તેવ તેવડીરે મળી હંસા ગોવાલણ,
તે શું મનડું મારૂં મોહ્યું. મારો
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
પ્રેમના પ્યાલા તમને પાઇ પીઉં મારો

## ભજન ૨૭

તમે વીસ્વાસી નર વેઠયાં માણા શજરે,
નર નુગરાસે નેહ ન કરીએજી ટેક

હંસલો ને બગલો બે એકજ રંગાણ જી,
બેઠા સરોવરની પાળ મા
હંસાને ચારો સાચ મોતીનો જી,
બગલો ડોળે કાદવ ગારો. મા
ચાલુ બજારમાં માણું માણુ રાજ્યે,
નુર નુગરાસે નેડો ન કરીએ. મા
આજ મારા ધણીને પાટ બેઠા શ્રીમીજી,
જળ હરતી એતનું હશારાણી મા
ગરૂને પ્રતાપે સતિ તોળા બોલાજી,
મારા સંત અમરાપર માલેજી. મા

ભજન ૧૮.

કાઠીરાણી તારી સાય બોઃ બતાવ,
તોળી રાણી તારે ધણીરે બતાવ;
આઘ ભવાની અરજ કરૂં હે જાડેજારેજી ટેક
વસ્યો ગુલાને વાસ જાડેજા;
એમ તોળલ કે છે ૧
તું તારૂં પાપ પ્રકાશ જાડેજારે,
તારી બેલડી બુડવા નહિ દઊં;
જાડેજા એમ તોળલ કહે છે ૨
હરણાં હેર્યાં લખચાર તોળલ દે, વનના મરધા મારીયા;
તોળલદે એમ જાડેજા કે છે ૩
લુંટી કુંવારી જાનો તોળલદે, સાતવીશું મોડબાંધ માર્યાં
તોળલદે એમ જાડેજા કે છે ૪
વાળી ગોંદરેથી ગાય તોળલદે, બેન ભાણેજુ દુભાવ્યાં;
તોળલદે એમ જાડેજા કે છે ૫
તોડી સરોવરની પાળ તોળલદે, વનનાં મોરલાં મારીયાં;
તોળલદે એમ જાડેજા કે છે ૬
બોલ્યા જેસળરાય તોળલદે, સંત અમરાપર માલેજો;
તોળલદે કે છે તું તારૂં રૂપ પ્રકાશ જાડેજારે;

તારી બેલડી બુડવા નહિ દઉં, ૭
ભાટેજા એમ તોળલદે કે છે

ભજન ૨૯.

ભક્તિ ભાળીને વહાલો મારે રીઝેછેરે વેહેલો,
નવ અણુ જોગી ભોગી વળી ગાંરો કે ઘેલોરે. ભક્તિ ટેક.
ધાવણાપણામાં ધ્રુજીને મળિયા મોરારી,
કુબજ્યા કરૂપી કરી વહાલે પટરાણી પ્યારીરે ભ૦ ૧
કૌરવે કરેલાં કુર વહાલો જમીયા ન જાણી,
વિદુરજીની ભાજી વહાલો મારો આરોગ્યા વખાણીરે ભ૦ ૨
ભલા ભલા ભોગીરે પ્રભુજીતાં ન ભાવ્યાં,
પાંડવોને ઘેર પ્રભુજીએ વાસીદાં વાળ્યાંરે. ભા૦ ૩
ઉચાં ઉચા આચારી કેરાં વહાલે પિધાં નહિરે પાણી
ભીચડલો ખાધે કરમાનો ઓટકાર આણીરે ભ૦ ૪
બરવાડાં ભેળાં વહાલો મારો રંગેથી રમીયા
કાંસુદાં સુદામાં કેરા વહાલો ઝડપીને જમીયારે ભ૦ ૫
સારી સારી સતિયે વહાલાજીનાં વારણાં ન લીધાંરે
દુષ્ટ કર્મવાળી ગુણકાને દરશન દીધાંરે ભ૦ ૬
શાબરીનાં બોરાં સીતાપતી જમીયારે જાચી,
રૂષિરાજ કહે છે વહાલો પ્રેમથી રાચીરે ભ૦ ૭

ભજન ૩૦.

લાગી લાગીરે મને લાગી,
લટકાળાજીની સુરત લગની લાગી; ટેક
આનંદનો દરીયો ઉભરાણો,
ભાવટ ભવ કેરી ભાગી. લટકાળા૦ ૧
લાખ કેરા સમ સાધને લાલચ,
ત્રણે ભુવન દેખી ત્યાગી. લટકાળા૦ ૨
સુંદર શાભના ચરણમાં સરજની,

આઠે પહોર અનુરાગી, લટકાળા૦ ૩
આળસ મોહ કેરી ઉંઘમાંથી,
ઝડપ દઈને રે જાગી. લટકાળા૦ ૪
નાકકટા જેવી લાગે લજામણી,
નિર્લજ દુનીયા નાગી. લટકાળા૦ ૫
હાથે કરીને મારે માથે હરીનું.
મેહેણું લીધું છે મેં તો માગી. લટકાળા૦ ૬
દુલ્લભના દીલમાં પ્રભુ વસિયા,
નિરભે નોબત વાગી. લટકાળા૦ ૭

ભજન ૩૧.

તેંતો જાણ્યો છે શરીર કાઠ સાચનોરે.
આતો કયારે કુંપો છે કાચનોરે. તેંતો૦ ટેક
તે તો જાણી છે જવાની જશે નહિ ટળીરે,
એક પલમાં અલોપ થશે વીજળીરે. તેંતો૦ ૧
તેંતો જાણ્યુ છે મોજો કરીને મહાલવું રે.
જરૂર એક દિન છે ચડપ લઈને ચાલવું રે. તેંતો૦ ૨
તુંતો રીઝ્યો છે રૂપાળી જોઈ રાણીયોરે,
એક દિને લેખમાં લખ્યાં છે મશાણીઆંરે. તેંતો૦ ૩
તેંતો જાણ્યો અમર ચુડાને ચોટલોરે,
એક દિન વેરાઈ જશે વળશે ઓટલોરે. તેંતો૦ ૪
તેંતો જાણ્યું છે રમુજો કરશું રૂડીરે.
એક દિન આકડાના તુર તો જશે ઉડીરે. તેંતો૦ ૫
તેંતો જાણી છે કમાણી તારા કામનીરે,
એક દિન આવશે ભુંસાવે ચીઠી રામનીરે. તેંતો૦ ૬
છાજે કેટલા દહાડા તે વેશ છાજતીરે,
રૂદે શીખામણ ધરને રૂપીલજનીરે તેંતો૦ ૭

ભજન ૩૨.

રૂડુ નિંદા ભજી કુણ તારી ભેળછેરે,

હરી ભજે તો સુખડાની રેલ્યછેરે            પ્રભુ ટેક.
સગા સબંધી મતલબ કેરાં સ્વારથીરે,
નાટી તુટે ત્યારે કોઇ કોઇનું નથીરે.            પ્રભુ ૧
ગાડી રથડા વળી હાથીને ઘોડલારે,
મેલીને મરવું રહેવું છે દહાડા થોડલારે.            પ્રભુ ૨
મોટાં રંગના ભરેલાં રૂડાં લાળીયારે,
એક દિન સુવું છે મસાણમાં અકાળીયારે            પ્રભુ ૩
ઘણા દેશોમાં હુકમ જેના ગાજીયારે,
રૂડા એવાના પિટાઇ ગયા રાજીયારે            પ્રભુ ૪
ભણ્યા ગણ્યા મરી ગયા કેક ભોગીયારે,
રામના શરણ વિના ભવોભવ રોગીયારે            પ્રભુ ૫
ડાહ્યા ડહ્યા જે નર વખાણતા દેશમાંરે,
પ્રભુને ભજ્યા વિના પેઠા વંતર વેશમાંરે            પ્રભુ ૬
કાયા કોમળી આતો અગન કેરા કજનીરે,
રૂદે શિખામણ ધરને રમાં શજનીરે            પ્રભુ ૭

## ભજન ૩૩,

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
જેવું પીપળાને પત્રને ખરવું નથીરે            તારા ટેક
જોને તારા જોતાં જોતાં કંઇ જતા રહ્યારે,
અમર કેટલાક થેઇ ઉડી ગયારે.            તારા ૧
જાને માનવી અમુલ્ય કઇક મરી ગયાંરે,
તમાં હુંપદ ખોવાણું તરી ગયાંરે,            તારા ૨
જોને વીર હાક કઇક દેતા વહારમાંરે,
એવા બહાદુરોનાં ત્રિતી ગયાં બારમાંરે            તારા
જોને જે ડેકાણે થાતી મોઠ થાટડીરે,
એક દિન એ ઠેકાણે તાણી બાહે હાડડીરે            તારા ૪
જોને જે જગાએ વાજાં રૂડાં વાજીયાંરે.

એક દિન એ જગાએ લેવાનાં છે છાણીયાંરે    તારા ૫
જોને જે નરોની વહેઆણી વધામણીરે,
એની કાગોતરીયો લખાણી ભળખામણીરે,    તારા ૬
બારે માસ કાળ ચોટય મારે વાજનીરે,
રૂદે શીખામણ ધરને કુબીરાજનીરે.    તારા ૭

## ભજન ૩૪.

જોને જાગીને મરણની માથ ઘાત છેરે,
વરતિ જાણું તો નીત ન વડી વાતછેરે    જોને૦ ટેક.
નામ રૂપતણો એક દિવસ નાશ છેરે,
આતો ઉગારવાની જગમાં જુઠી આશરે,    જોને૦ ૧
પાંચ દિવસનો પરૂણો તું તો પ્રાણીઆરે,
બીતી ગયા જેણે જગનો જીવન જાણીયારે.    જોને૦ ૨
ચાંર ઘડીનું ચોઘડીયું આતો ઉલશેરે,
જીવનાં ધારેલા વિચાર બધા ભુલશેરે.    જોને૦ ૩
કરે ટરીને રહેવું છે કાળ કેટલારે,
જરૂર જવાના જનમિયા છે જેટલારે.    જોને૦ ૪
અરે શાથી ફુલે છે ભુંડા માવિઓરે,
તારા આયખાનો ઉકળે છે તાવડોરે,    જોને૦ ૫
ઘડી ઘડીએ આવરદા ઘટી જાયછેરે,
એક દિન એમાંથી અંતનો ઉપાયછેરે:    જોને૦ ૬
ઓગત કરી લે તું સંતના સમાજનીરે.
રૂદે શીખામણ ધરને કુબીરાજનીરે.    જોને૦ ૭

## ભજન ૩૫.

જુઠું જુઠું જીવત ખરૂં જાણ્યામાંરે, જુઠું જુઠું.    ટેક.
જુઠી જનની જુઠી માયા જુઠી મોહ ભરેલી માયા;
કાચ કુંપો છે કાયા મમતા તાણ્યમાંરે,    જુઠું જુઠું. ૧
સદાય તે જીત કેની છાજી, તે દેખીને શું થાયે રાજી;

આતશબાજી આશા લાંબી અત્યમાંરે. જુઠું જુઠું. ૨
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રકટ્યો પરપોટો;
ખેલ બધો એમ ખોટો: મુરખાં માણ્યમાંરે. જુઠું જુઠું. ૩
ધીરજ રાખી મનમાં ધારે, અશુપણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવદ્વારે વપુ વખાણ્યમાંરે. જુઠું જુઠું. ૪
ફુલ કરીને ફોગટ ફટક્યો ઈશ્વરને ચરણે નવ અટક્યો;
ભેદ વિના તું ભટક્યો ચારે ખાણ્યમાંરે. જુઠું જુઠું. ૫
પરખી લેને પુરુષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી;
પ્રથ્વીમાં જ્યમ પાણી ઠરે નીચાણમાંરે, જુઠું જુઠું ૬
જાચે જગજીવન જાચે, નાચે શ્રી હરી આગળ નાચે;
રૂષીરાજ કહે રાચે સંત સવાણ્યમાંરે. જુઠું જુઠું. ૭

ભજન ૩૬.

ગોવીંદ જાણ્યા વિના તે વરસાં ગાળિયાંરે, ગોવિંદ ટેક.
ગળે પાશ બાંધી જેમ ગ્રહશે, કાપો કાપો મુખથી કહેસે;
રંગ ભરેલાં રહેશે મંદીર માળિયા રે: ગોવિંદ૦ ૧
સુરો પુરો બુરાપાને કૃષ્ણ કથા નવ ગોઠે કાને.
ભજનીજન ભગતોને ખળ તે ખાળિયાંરે. ગોવિંદ૦ ૨
દેવામાં નવ ધાર્યા હરીને, જુંઠાઇ હોરી ઝાઝ ભરીને;
દયા વિના તે દાન કરીને બાળીઆંરે. ગોવિંદ૦ ૩
અડંબગાઈમાં ઉમર આખી, નરતન ચિંતામણ ખોઇ નાંખી,
રૂઢિયા મધ્યે રાખી તીખી પાળીચ઼ારે. ગોવિંદ૦ ૪
ધર્મરાજની આગળ ધરશે, ત્યાંહાં તારા ગાતર ઘરથરશે;
ક્રોધી જમદ઼ા કરશે અરે ઇંટાળીઆંરે; ગોવિંદ૦ ૫
મરણઘાત તો નહિ જાગી માવાની, જો નથી વાર જવાની;
સાથે ના આવે વાલ સવાની વાળિયાંરે. ગોવિંદ૦ ૬
વસ્ત્ર આભુષણ લુંટી લેશે, બહાર જઇને બાળી દેશે;
રૂષીરાજ કહે ડાટ્યાં રહેશે રાળિયાંરે. ગોવિંદ૦ ૭

ભજન ૩૭

રટવા રટવા આવ્યો છે, તું તો રામ રે ને રટવા રટવા ટેક.
બીજાનું સુખ જોઇને બળ્યમાં, વેદ વગરની વાટે વળ્યમાં;

ચિત્ત વિષે તું ચળચમાં દેખી ક્ષમનેરે. રટવા રટવા૦ ૧
પંચ વિષય લાગ્યાતા પ્યારા, જતા રહ્યા કોટી જનમારા;
તું સમજીને કરી લે તારા કામનેરે. રટવા રટવા૦ ૨
કઇંક જનમ તેં ફેરજ કરીયા, દેખ્યા તેથી દુખના દરિયાં;
આ ભવમાં સુખ ભરિયા શેવે શામનેરે. રટવા રટવા૦ ૩
અરે હવે અખજ ઉથાવ, શરણ્યા રાખી હરિખા જાશે;
પુરણ આનંદ પામે વૈકુંઠ ધામનેરે. રટવા રટવા૦ ૪
કાળ ગણે નહિ ક્રોડપતીને, જોશી ડોશી વૈદ જતીને;
સંખણી અને સતીને હુકમી હજામનેરે. રટવા રટવા૦ ૫
ચાર ઘડી કેરૂ ચોઘડીયું, નરતન વણ સમઝેથી નડીયું;
પડશે કે તન પડીયું જા પુછ આમનેરે. રટવા રટવા, ૬
રૂષીરાજ વાણી કર્ય વહાલી, ચેત અરે જાવું છે ચાલી;
ખોઇશમાં તું ખાલી આઠે જામનેરે. રટવા રટવા. ૭

## ભજન ૩૮.

લાગી લાગી હરકતો લોકો લાજનીરે, લાગી લાગી. ટેક.
એ માટે નિસર્યાં અવિનાશી, વિશ્વંભર વૈકુંઠના વાસી:
ખબર જુએ છે ખાસી હજી આજનીરે. લાગી લાગી૦ ૧
ભરમાઇસ માં દોલત ભાળી, રૂપા કેરી ખાટય રૂપાળી.
વાલતણી નથી વાળી તારા કાજનીરે, લાગી લાગી૦ ૨
કાયા માયા કાચી કેવી, દેહ રહિત નવ રાખે દેવી;
ઝુંપપડો સળગી જેવી સુની છાજનીરે, લાગી લાગી૦ ૩
લાખો જનમ ધરીને લોટયો, દિધી હતી ત્યાં મહોતે દોટયો;
ચકલા ઉપર ચોટયો જેવી બાજનીરે, લાગી લાગી૦ ૪
આવ્યો તો તું લાભજ લેવા, દમ કયાં તે ઉલટાં દેવા;
સદાય કરજે સેવા સંત સમાજનીરે. લાગી લાગી૦ ૫
સંત પુરૂષના શબ્દ સહે નહિ, દોશ ભીતરના તેથી દહે નહિ;
રોકી ગંધ રહે નહિ જેવી પ્યાજનીરે, લાગી લાગી૦ ૬
અંત સમે જમડા આવી લયે, રહેવું પડશે નહીને વીહિલે;
શીખામણ સમજી લ્યે રૂષીરાજનીરે, લાગી લાગી ૭

## ભજન ૩૯.

જેણે નારાયણ નામ ન જાણ્યું,
તેણે જનુનીનું દુધ લજાવ્યું;
લક્ષ ચોરાસીના ફેરા ફેરી આવ્યો,
માંડ કરી મનુષ્યા દેહ પામ્યો જેણે૦
આઠે પોહોર નીદ્રામાં ઘેરાણો,
હરી રસ હીરલો હાથે ગુમાવ્યો જેણે
મીથ્યારે સુખમાં મુરખ શું વળગ્યો,
રામ ભજન વીના સબદીન ખોયો. જેણે
ધનપુત્રન વાદળ કેરી છાંયા,
ઉડી જાશે હંસલોને પરી રહેશે કાયા જેણે
સાતે સમુદ્ર ફરી ફરી આવ્યો,
આરે આવીને નાવ ડુબાવ્યો જેણે

## ભજન ૪૦.

જોને વિચારી જીવ રૂદામાં, મરવું તતો સહી;
કાળ ઝપાટો ક્યારમો આવશે, બુઢા બાળક જાશે વહી. જોને
જાય તે તો જાવાને કાજે, ઠાલી સોચનાં શી થઇ;
મોટા મોટા રાજા વહી ગયા; તેની ખબરૂં આવી નહીં, જોને
ઉંચી મેઢીને હાટ હવેલી, એવા આગત પડી રહી;
પુન્યને અર્થે પાઈ ન વાપરી, એની ઠાઠડી ઠાલી ગઇ જોને
કુંચન જેવી કાયા તારી, રજ અડવા દેતો નહીં
શહેર છોડી શમશાન સુતો, તારી ગોંદરે ભસ્મ થઇ જાને૦
હરી ભજો તમે હકેથી ચાલો, એહી વેદમાં વણી થઇ;
સુરશ્યામ રહે જેણે હરી ભજ્યા, તેની જગમાં જીતો દઇ. જોને૦

## ભજન ૪૧

રામ બાણ વાગ્યાં હોયતે જાણે, હરીના બાણ વાગ્યા હોયતે જાણે
ધ્રુવને લાગ્યાં પ્રેલાદને લાગ્યાં; તો ટરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં સુકદેવજીને વાગ્યા, તો વંચાયા વેદ પુરાણે રામ.
મોરધ્વજને હરી મળવાને આવ્યા, તો હરજી આવ્યા ઠેકાણે;

સુરતક ઉપર ઠરવત મેલ્યાં, તો અીને પુત્ર એ તાણે. રામ,
મીરાંબાઈ ઉપર કોપ કરીને, રાણોજી ખડયજ તાણે;
ઝેરના પ્યાલા ગીરધરજી આરોગ્યા, તો અમૃત ક્યાંરે ઠેકાણેરામ
નરસીહ મેતાની હુંડી સ્વીકારાં, એપ ભરી ખરે નાણે;
અનેક ભકતને એણી ઉગાર્યા, તો ધનો ધીરજ આણે. રામ;

## ભજન ૪૨.

આજ ઓંઆંતાં અમે રામભુવનમાં,
પસલીઅરે રસ પાયો, હરીરસ પુરણ પાયો
પહેલો પ્યાલો મારા ગુરૂજીએ પાયો,
બીજે પ્યાલે થઇ છું ઘેલી, હરીરસ
ત્રીજો પ્યાલો મારે રોમ રોમ વ્યાપો,
ચોથે પ્યાલે ચકમા ચુરરે હરીરસ
મોટા જોગેશ્વર એનો મર્મ ન જાણે,
તે મારા મંદીરીયામાં માલે. હરીરસ
સધી સુવાસણ મારા પ્રભુજીને પાસે,
અખંડએવાતણ હરીએ આપ્યા હરીરસ
રસીયો સંપાતે અમે રંગભર રમતાં
દેહનાં દુઃખડાં સરવે સહતાં હરીરસ
વલભના સ્વામી અમને સરણે લેજો,
વ્રજના સુખડાં અમને રસ દેજો, હરીરસ

## ભજન ૪૩.

સુખ કહ્યાં ન જાય સતસંગનારે,
અંગ આઠે શીતળ થાય સુખ
સુખ બ્રહ્મ લોકથી ભારે ઘણુંરે,
વૈકુંઠથી વધતાં જાય સુખ
સુખ ઇંદ્રપુરીથી અધિક છે રે,
એના વેદ કરે છે વખાણ,
જેને અડસઠ તીરથ ઘર આંગણેરે,

ત્યાં હરીજન હરીરસ ગાય, સુખ,
જેને આશાતૃષ્ણા ઘણી ક
સતસંગથી અળગા થાય, સુખ,
દાસ રતનો કહે છે સતસંગને
લે લક્ષ ચોરાસીનો જાય, સુખ,

ભજન ૪૪.

સીતારામ સમર ઘડી ઘડી,
કાચા કાલ જાશે પડી
રાત દીવસ રળતો ને ખપતો,
ધંધો કરતો ઘડી,
બાળપણામાં સમજ્યો નહીં
તારી મેહેનત માથે પડી સીતારામ.
પોઢતો પલંગે ને ઓઢતો ધાબળી,
અહમ સુખમાં સુઈ રહ્યો તારી,
જમે જાય છે ચડી સીતારામ
સોનાની ચખીડીએ ચડતોને હીરલા રત્ન જડેલ,
એવા કલંકી ફોજવાળા જમડા જાશે જડી સીતારામ
જમા જલાસે નાડું ઘુંટાશે,
નાડીએ નીર નહીં ઉતરે નડી;
હજાર વીંછીની વેદના ::
ચોટશે આવશે ચડી સીતારામ
ખુટલ ધન તેં ખરચ્યુ નહીંને, દાટયું રહેશે ઘડી;
દાસ બીરો કહે સોયદક દોહા,
કોઈ બાંધી ગયું નહીં ગાંઠડી સીતારામ

ભજન ૪૫.

લેતાં લેતાં નારાયણનું નામ, દુનીયા લાજે છે
હરીમંદીર જાતાં પાવલીયાં દુઃખે,
ફરી વળે છે આખું ગામ. દુનિયા૦
ગમતે થાય ત્યાં દોડી દોડી જાય,

ભુલી ગઇ ઘરડાનાં કામ. દુનિયા૦

સતસંગ કરતાં લંછન લાગે,

ચરચા કરે છે બધું ગામ. દુનિયા૦

બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ,

તમને ભજીને થઇશું ન્યાલ. દુનિયા૦

## ભજન ૪૬.

હરીભજન થકી ચરચા થાય, તો સુખેથી થાય,

મારા ઘટમાં છે ઘન શ્યામ, દુનિયાથી નવ ડરવું.

મારા દલડામાં દીન દયાળ, દુનિયાથી નવ ડરવું.

હરી મારે રૂદીયેરે વસીયા,

રોમે રોમે રમે રામ. દુનિયાથી૦

નરહરી નારાયણ નયણે નીરખું,

નીરખું નિરંજન નીરાકાર. દુનિયા૦

કાચીરે કાયા બંધન માયા;

ઘડી પલમાં પ્યારી હુઈ જાય; દુનિયા૦

ગુરૂ પ્રતાપે અબળારે બોલ્યા,

હરી ભજનથી ચોરસી છુટાય; દુનિયા૦

## ભજન ૪૭.

તમે ભજન ભુલોમાં ભાઇ, આવ્યો વાયદો અટેકડે;

ધર્મ ગયું ધરણીમાં ધસી, ગુરૂ પુન્ય ગયું પાતાળ.

ગુરૂજી મારા પુન્ય ગયું,

પાપ ગયું સરવે વસીને,

કઠણ આવ્યો કળી કાળ. આવ્યો.

સત રહ્યુ સંતાઇને ગુરૂ, ધ્યાન રહ્યું કોઇ દ્વાર;

ગુરૂજી મારા ધ્યાન

શીલ સંતોસને મેલ્યા મુકેલી,

દુનિયા થઇ છે ખ્વાર. આવ્યો.

પાખંડી નર ફરે ઘેર ઘેર,

નામ રહ્યું કોઇ ઠાર ગુરૂજી મારા નામ રહ્યુ;

સામા હશે તેને પ્રીછે નહીં,
તે ખાશે જમના માર. આ૦યો
પુત્ર પીતાને પ્રીછે નહીં,
ત્રીયાદે નહિ માર, ગુરૂજી માર ત્રીયા,
માત ભગનીનું સગપણ ખોદ્યું,
સાળાને મનમાન. આ૦યો.
દુનિયાનો કાંઈ દોશ નથી,
કળીજગ જુઠો જમાન, ગુરૂજી મારા કળીજગા
કરણી તેવી પાર ઉતરણી
મુકો માન ગુમાન. આ૦યો.
એવું જાણીને કહે પોકારી, ભજીલ્યો હરીનર નાર;
ગુરૂ પ્રતાપે ભણે કસ્તુર,
સત ગુરૂ ઉતારે પાર. આ૦યો.

## ભજન ૪૮.

ગોકુળ મારે પધાર્યા ગોવિંદ,
કે નંદજીને ઘેર વધામણાં;
નંદજીએ કંચન પાટ ઢળાવીઆ,
મોતીનોરે પુરાવ્યા ચોક. કે નંદજીo
નંદજીએ વેગે વિપ્રને તેડાવીઆ,
જોવરાવેરે જદુપતિના નામ; કે નંદજીo
કે છે કૃષ્ણ કોડીલો માન પાડજો,
એવે નામેરે મોયાં જસોદાના મન; કે નંદજીo
નંદજીએ હેમના દાન અપાવીયાં;
વધામણાંરે ત્રસાવ્યા વરસાદ; કે નંદજીo
નંદજીએ વેગે વિપ્રને વિદાય કર્યો;
જાણે આવ્યારે મોટા મુનિવર દેવ; કે નંદજીo
ગોકુળમાં વાજીંત્ર વાગીયાં;
મથુરામાંરે ગડગડીયાં નિશાન; કે નંદજીo
હું તો જાઉં રે વલ્લભ સુતને વારણે,
બલિહારીરે જાય માધવ દાસ; કે નંદજીo

## ભજન ૪૯.

જાડેજારે તાર તંબુરો સતિના હાથમાં રેજી.
સતી કરેછે અલખનો આરાધ, જેવી બોલ્યો મેવાડમાં,
તેદીના બોલ સંભાળ, જાડેજારે વચન સંભારી વેલા જાગજોરેજી
જાડેજારે મેવાડથી આલો રૂપો આવીયારેજી
તે દુખનારે બોલને કાજ, ત્રણ દીવસને ત્રણ ઘડી
સુરા હોય તો જાય, જાડેજારે વચન સંભારી વેલા જાગજોરે,
જાડેજારે કાલી કેવાશે કાઠી રાણી,
સુરા પછી નરને બોલ્યાના હોય નીમ.
જાડેજારે ધુપ ધજાને શ્રીફળ તો ચડે;
આતો છે ખશાખરાને. " જાડેજા ટેક
જાડેજારે આળસ મરડીને જેસળ ઉઠીયરેજી
આંખી આંસુનીરે ધાંત.
જાડેજારે વેલા મળ્યા રૂપા માલને પછે મળ્ય, તોળીનાર જાડેજારે
જાડેજારે ગલો પારખને રૂપા પેઠીએરેજી, તોરે હીરા હીરાને લાલ
વચન ચુકયા તો જાશો ચોરાસીમાં, રેજો તુમે વચનુંની લાર.
એમ વચન સંભાળી વેલા જાગિયા.
જાડેજારે કીધા લગનને દીધાં છાંટણાં લાલી વીવાની ખાંત
કન્યએ કેસરિયા પેરિયા તો મોડ મીંઢાળ,
જાડેજાને હાથ વચનને.
જાડેજારે જેસલને ગેર તોળીરાણી બોઢીયારે,
નવી સમાતુ ઓહાય,
સહુ વળાવીને પાછાં વળ્યાં એક ન વળ્યા તોળલદાર વચનને

## ભજન ૫૦.

જ્યાં દેખું અલેક મેરા રામ,
જ્યાં દેખું સાહબ તેરા રામ;
સોય આલુક મેરી નજરમાં આયાજી. ટેક.
ગવરીનાં નંદ ગણેશ મનાવેલા સોય,
દરશામાં હરીને હુલાયા રામ

તવભર તાળાં રજભર કુંચી,
સંત ગુરૂએ ખોવાયા રામ. સોય,
ચોરાસી ચવટાને બાવન બજારૂં,
સતગુરૂએ શેર રચાયા રામ. સોય,
જળહ જલહ જ્યોત્ય જલતસે,
મોતીના ચોક પુરાયા રામ. સોય.
સંસાર સાગર મહાજલ ભરીયો,
તારૂંણી તાર મિલાયો રામ, હોય,
મચ્છંદરના ચેલા ગોરખ બોલ્યા,
ખોજ્યા સો નર પાયા રામ. સોય૦

## ભજન ૫૧.

જુના ધરમ હરો જાણી. મારા સંતો જુના ધરમ હરો જાણી; ટેક
નદી કીનારે કોઇ નર ઉભો, તરસ્યા થકી સમાણો હેજી;
કાંતો આળસુ અંગ એહનું સરિતા ખરે સુકાણી—મારા૦
કલ્પ તરૂ તળે કોઇ જન બેઠો; ક્ષુધા ખુબ પીડાણી હેજી;
નહી કલ્પ એ બાવળીઓ કે, ભાગ્ય રેખ ભેળાણી—મારા૦
સદગુરૂ શેવે શીશ નવ સુધર્યો, વિમળ મળી નહી વાણી હેજી;
કાં ગુરૂજી છે જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી—મારા૦
ભક્તિ કરતા ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હેજી:
કાં સમજણ તો રહી છે છેટે, નહી નામ નીરવાણી—મારા૦
ચીંતામણી મળી પણ તોએ, ચીંતા નવ ઓસાણી હેજી;
નહી ચીંતામણી નકીએ પથરો, વસ્તુ નવ ઓળખાણી—મારા૦
મળીયું ધન તોએ મોજ ન માણી, કહું કરમની કાણી હેજી,
કાંતો ભાગ્ય બીજાનું ભળીયું; કાંતો ખોટી કમાણી—મારા૦
અમૃત મળીયુ પણ અમર થયો નહી,
પીવાની જુકિત નહી જાણી હેજી;
કાંતો ઘટમાં નહીં રે, પીવામા આવ્યુ પાણી—મારા૦
ધર્મને કર્મ ભક્તિ જાણે, ભેદ વીના ધુર ધાણી હેજી;
કે ભગુપત સમજી લ્યો સંતો, પુરી પ્રીત સમાણી—મારા૦

## ભજન પર.

રૂડીચે હીંમત ધરે. મારા હરીજન,
રૂડીચે હીંમત ધરીચે હેજી; ટેક.
જાવું છે તો જરૂર જવાનું,
વીઠલ વરને વરીએ હેજી;
શીર માટે સદગુરૂ મળે તો;
પાછી પુંઠ નવ કરીચે. હરી૦
હરી ભજવામાં હીંમત રાખો,
હરીજનથી નવ ડરીચે હેજી;
આદ પંથનો મારગ મેલી,
અવર ઠામ નવ ઠરીચે. હરી૦
સમરણ કરીચે શોહંમ રામનું,
વેદ વચન ઉચરીચે હેજી;
આપ અજંપા જુગતિએ જપીએ,
ધ્યાન હરીનું ધરીચે, હરી૦
અમૃત રસ અખંડ સ્વાંમીનો,
ભેદ જાનીને ભરીએ હેજી;
સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે,
અનુભવને આદરીએ. હરી૦
કાચા કુંભ સરીખી કાયા,
જાતાં વાર ન જાણીએ હેરી,
ગોવીંદજીના ગુણ લાગ્યા તાં,
ભવજલ પાર ઉતરીચે. હરી૦
મનુસ્યા જન્મ મલ્યો છે મોંઘો,
ફંદ માંહી નવ ફરીચે હેજી,
નામી કમળથી ચલીરે સુરતા,
ધારી ઉસાસે સમરીચે, હરી૦
સાચો સંત સમાગમ કરીચે,
વાણી વીમળ ઉચરીચે હેજી,

કે ગણપત ગુરૂને સેવા,
પંથ બીજા પરહરીયે, હરી૦

## ભજન ૫૩.

અગમ પંથનીર વાણી મારા સંતો,
અગમ પંથનીર વાણી હેજી. ટેક.
એકથકી અનેક બન્યા ભાઈ,
સહુ પંખી પશુને આણી હેજી,
કર્મ સાંસ્વય બે યોગ કહ્યા૦ચાં;
વેદ ધરમ પરમાણી મારા૦
પતિવ્રતા જેમા પતિ તજીને,
પરમ પુરૂષ લે જાણી હેજી,
જાર ધરમએ જીવનો જાણે,
પડે ચોરાસી ખાંણી. મારા૦
એક ગુરૂને એકજ ઈશ્વર,
એક નામ નિશાની હેજી,
એક ટેકને એકજ ધારે,
સત ભક્તિ સમરાણી. મારા૦
પેલપરાની પાર પ્રભુનો,
વીરલે વાતો જાણી હેજી,
અજર અમર રસ કોઇ જન જીરવે,
મરજીવા લે માંણી, મારા૦
સરગુણ નીરગુણથી તો ન્યારો,
ગુણાતીત ગુણ ખાંણી હેજી,
જે વસ્તુ જેનાથી ઉપજે,
તે તો તેમાં સમાણી, મારા૦
કોટી કલપથી જનમ મરણ છે,
ઉર ભક્તિ નવ આંણી હેજી,
ગુરૂ ગમ વિના ગોથાં ખાધાં,
મુંચોમતને તાણી. મારા૦

જગ હળ જ્યોત્ય નીરંતર ઝળકે
સુરતા ત્યાં ઠરાણી હેજી;
સુળ ધારથી બ્રહ્મ ધામાં,
પીયે ચઢીને પાંણી. મારા૦
અકળ સકળ ઘર વ્યાપક સંતો,
પરખો પુરૂષ પુરાણી હેજી:
કહે ગણુપત સદ્ગુરૂની સેવા,
અખંડ ઉરમાં આણી. મારા૦

## ભજન ૫૪.

ક્ષમા ખડગ કર ધારો સંતો ક્ષમા ખડગ કરધારે, ટેક.
સત સમશેરને બાનુ બરછી, જ્ઞાન ઘોડે શણુગારો હેજી;
લક્ષ લગામ ને પ્રેમ પલાણ્યાં, ચિતનો ચાબક મારો મા
ધીરજની ઢાલ ભજનનો ભલો, સતનો બકતર સારો હેજી.
કાયા નગરમાં મન મેવાસી. વેગેથી વિડારો. મારા૦
કામ ક્રોધ ને મોહ મમતાએ, વેરી તમારાં વારો હેજી;
જો જીત્યા તો જગ જશ પામો, હારો તો નરક સુધારો;મારા
વીચારમાં આયુષ વહિજાશે, એનો શો ઉધારેજી;
જુગ જેવી પળ એક જાય છે, ગુરૂનું જ્ઞાન વિચારો. મારા૦
આ ભવમાં આતમ આવ્યો, એનો તો ઉગારો હેજી;
ગણુપત કે ગોવિંદ ભજો તો, આવે દુઃખનો આરો. મારા૦

## ભજન ૫૫.

દિવસ થોડાને જાવું દુરરે પંથીડા પ્રાણી
દિવસ થોડાને જાવું દુરરેજી;
સંતો ભાઇરે ઉડ્યા ઉતાવળાને ભુલારે પઢીયા તો,
ગયું છે અતિ અસુરરે; પંથીડા૦
સંતો ભાઇરે પરવરતાંમાં આવીરે આવ્યો તો,
કાળ કઠણુ વેહેરી ક્રુરરે; પંથીડા૦
સંતો ભાઇરે કોટી જનમ થયી વીજડા વાવ્યા તો,

ઉગ્યા નહિ અંકુરરે, પંથીડા૦
સંતો ભાઈરે આરે સંસાર છે સુપનાની બાજી તો,
જુઠો બાધો જફરરે, પંથીડા૦
સંતો ભાઈરે હોટી જન્મ થકી કષ્ટ પડે છે તો,
ભાવ ભર્યો ભરપુરરે. પંથીડા૦
સંતો ભાઈરે અતિ વિકટ છે મારગ આડાતો,
લુંટયા કહી શુરરે; પંથીડા૦
સંતો ભાઈરે કે ગણુપત તમે ગોવિંદ ભજીલ્યો તો,
નર હરી રાખે નુરરે. પંથીડા૦

## ભજન ૫૬.

સરજનહારરે, પંથીડા પ્રાણી,
સમરી લે સરજનહારરેજી;
સંતો ભાઈરે નાભી કમળથી સુરતાને સાધી તો,
ગગન મંડળ મોઝારરે;
સંતો ભાઈરે સુન્ય શિખરમાં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ઘરબારરે; પંથીડા૦

## ભજન ૫૭.

સંતો ભાઈરે ત્રીકુટી કમળામાં જ્યોતીરે જાગે તો;
તે શું મેળવ્યાં એક તારરે; પંથીડા૦
સંતો ભાઈરે શ્વાસુશ્વાસે સમરણુ કરીલે તો,
મટશે તે જમનો મારરે; પંથીડા૦
સંતો ભાઈરે જન્મા પેહુ઼ં જેને પણુ જમાવ્યું તો,
માતાના તન મોઝારરે, પંથીડા૦
સંતો ભાઈરે કીરતારરે કાયા કેવી બનાઇ તો,
એનો ભુલ્યો ઉપગારરે; પંથીડા૦
સંતો ભાઈરે ગણુપટી કે ગુરૂ દેવ મળે તો,
સેજે તરો સંસારરે પંથીડા૦

## ભજન ૫૮.

અખંડ અનાદીરે, અનુભવી જે હસેરેજી;

કરશે તે તો ભક્તિ કેરૂ કાજ, સદ્દગુરૂએવા સાચા સંતનેરેજી,
મહેલી જેને લોકડીયાની લાજ. અખંડ૦
સદગુરૂ શબ્દરે, કાગળ શોધીયુંજી.
પ્રગટયો જેને પુર્ણ બ્રહ્માનંદ, મન જેનું માન્યુંરે,
સદા સતસંગમાંરેજી. પડે નહિ પાછો કદી ભવફંદ. અખંડ૦
પ્રેમ તણો પ્યાલોરે, પીધો જેને પ્રીતથીરેજી,
રાખી જેને રૂદીયામાં રૂડિ રીત્ય, સીરને તો સાટેને,
એવા સાચા સંતનેરે, હોય ત્યાં પૂર્વ જન્મની પ્રીત. અખંડ૦
ભક્તને તો ભાવેરે, ભુદર ભેટીયાં,
ભાંગીજેના મનડાકેરી ભ્રાંમ, ગુરૂને પ્રતાપેરે ગણુપત ગાય છે,
રાખો રાંઇ આપ ચરણમાં દાસ. અખંડ૦

## ભજન ૫૯.

પંડિત પુરાણીરે, કુરાની તમે ક્યાં જોવો,
ભણીને શું ભણ્યું રે, અજ્ઞાથી અથડી મુવો,
પોથી વાંચી પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય,
કહેણી કહે ને રહેણી ન રાખે, તેણે અર્થ શો થાય,
સામા શું દોડોછે.રે, પુંઠ તમે પાગી જુઓ પંડીત
ગુરૂ થઇને જ્ઞાન બતાવે, ફોકટ ફુંકાવે કાન,
શીશ પાસે સેવા કરાવે,તોય ન આવે શાન,
પ્રેમ પુરૂષ જાણીનેરે, કાયર જેમ લાગે જુવો. પંડીત૦
ટોપી પહેરીને તીલક કર્યારે, બેરખા રાખે બેજોડા;
ધોતી ધુવેને પોતી પખાળે, ખોટો થઇ કહે ખોડ;
માયાના અંધારેરે, અથ્યા નું તો આથડીને મુવો. પંડીત૦
તીલક તાલ પાખંડ કરે છે, આત્મ ચીન્ત્યા વીના ફોક.
મોતી પ્રતાપે નારણ કહે છે, પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મ નવ જાણ્યુંરે, જ્ઞાની આપ શોધી જુવો. પંડીત૦

## ભજન ૬૦

વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચનો રેજી. ટેક,
નીચપણું નહ લઈ જાય. વારૂ મારા૦

આકડીઆના દુધ અતિ ઉજળાં રેજી,
તે પીધે તુરત મૃત્યુ થાય, વારૂં મારા૦
દુધડીઆં મંગાવોરે ગવરી ગાયનાંરેજી,
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય. વારૂં મારા૦
બાવળીઓ કંટાળોરે અતિ અળખામણોરેજી,
તેને સંગે અંગને વસ્ત્ર ઉજરડાય, વારૂં મારા૦
આંબલીયાની છાયા અતિરળીઆમણીજી,
તેને સેવે ફળની પ્રાપ્તી થાય. વારૂં મારા૦
ગુરૂ પ્રતાપેરે જેઠીરામ બોલીઆરેજી;
દેજો અમને સંત ચરણમાં વાસ. વારૂં મારા૦

## ભજન ૬૧.

રહોને પદનાં પલ ઘડી, તમો રહોતે આજની રાતડીઆં;
મારા દીલની ગુજ વીનંતી, કરીલ્યો હંસા વાતડીઆં. ટેક.
કરમ બાંધીને ચાલ્યોરે હંસો, કાયા નગરી તરછોડી;
મૃત્યુલોકમાં હુવો સંગાથી,આવ્યા આપણ દોઉ જોડી રહોને.
આ કાયાને લાડ લડાવ્યાં, બહુ જતન કરી જાળવીયાં
તમે ભારભરી હાલ્યા પ્રાણીઆં, અમને કોને ભળાવીયાં. રહોને.
કાયા સુંદરી રૂવે રૂદન કરી, અમે અબળાં બઇ તરવરિઆં
વાલે અમને મેલ્યા વનમાં, ગયો આત્મા રડવડીઆં રહોને.
સઘ કુટુંબ તને લુંટવા લાગ્યું, સોળ સેવામાં સજ કરી;
તમે રાણીઆ ચાલા પ્રાણીઆમસાણ ભોમીપર જરીઆં. રહોને.
આપાર ઉપાધી છોડો પ્રાણીયા, ઉજડ કરેહો ગામડીઆં;
દાસ જેરામ રામને ચરણે, ગુણ ગાય ચરણે પડીયાં રહોને.

## ભજન ૬૨.

ચાંચ પાંખ નહી કાયા, એક પંખી નજરે નહિ આયા;
અજબ શહરથી હંસા આયા, મોતીડા શું ગાયા;
છઠે માસ ગુરૂ જ્ઞાન બતાયા, તમ ગુરૂ અને હમ ચેલા-ચાંચ.
વીના પાળ એક સરોવર ભરીયાં, નીર નજરે નહીં આયા;
ગુરૂ હમારા બોત રંગીલા ત્યાં બેઠ કર નાયા-ચાંચ.

મુળ એક તરૈ વરખડીમાં ડાળ પત્ર નહી છાયા,
ગુરૂ હમારા બાલ ગામી ત્યાં બેઠકર ફળ ખાયા—ચાંચ.
એક ગુરૂને પાંચ ચેલા પચીસ જોગણી લાયા,
એક આંબા એસા હુવા બેટી બાપુક જાયા—ચાંચ.
વીના સુંઢ હસ્તી દેખા પાઉં નજર જડી આયા,
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા,
એ પંખાંનજરે ન આયા—ચાંચ.

## ભજન ૬૨,

સોહી માણું મેરી નજર મેં આયાજી.
જ્યારે દેખું છાયા તેરી રામ;
જ્યારે દેખું દાતા મેરે રામ સોહી૦
ગવરી પુત્ર ગણેશ મનાવોરે,
હેતે હાલ હુલાવો રામ. સોહી૦
બવાન બજારૂને ચોરાશી ચાટાં,
મારા સતગુરૂ રમીઆં રામ. સોહી૦
તલભાર તારાં મન ભર કુંચી,
મારા સત ગુરૂએ ખોલ બતાયા રામ. સોહી૦
સંસાર સાગળ મહાજળ ભરીઓ,
તારૂડે તાલ મીલાયા રામ. સોહી૦
આરે દેવલ છોડી કરીને,
દુજા મહેલ બનાયા રામ. સોહી૦
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા,
ખોજમીનરસો પાયા રામ. સોહી૦

## ભજન ૬૩.

ડાપણ તારૂં જાણ્યું રે, ડાહ્યા ડાહ્યા તું થામાં (ટેક)
જ્ઞાન સુધારસ મુકી આસર, માયા વિષ્ટા ચહામાં,
રંગ રાગ ગ્રી રીઝે ધડીમાં વડી વેરાશે જીજે,
તાણ તાણથી પાપી ચેતન,
રઝળાયો તું થામાં ડાપણ૦

ચેતન જાણે ચડુ ગગનમાં, મન પટકી પાડે છે,
ધીરે ધીરે [illegible] [illegible]ના[illegible]આપો લાડુ ખામાં. ડાપણુ૦
નવીન[illegible] નાથ[illegible] ધરે. આંડો અવળો જામાં,
દીન બંધુમાં [illegible] મિસે,
ખાલી [illegible] [illegible], ડાપણ૦
મનજી મિત્ર ઘડી માર રાખને, આપ પગે પડી વીનવું,
છોડ નાડયને હવે અનાડી,
પાતક પ્યારો પામાં. ડાપણુ૦
માન્ય ધરોને ધર્મ જન રમણી, ભલા ભુલાએ મુકીરે;
તારી મતી તું લે સુધારી, જીવ બીજામાં મોમાં ડાપણુ૦
અલખ નિરંજન સાંઇ ધન સંગી ચેતન આત્મરામીરે
પાપે ડુબી અંગા મુકી, વૈતરણીમાં નહામાં ડાપણુ૦

## ભજન ૬૪

અચીચળ કોઇ નહીરે, મન તું મકર કોની આશ; ટેક.
સ્વપનવત સંસાર દીસે, સમજ પદ અવીનાસ. અવીચળ
આય મુળને સ્થુલ સુક્ષ્મ, વઇરાટ ચૌદ લોક
બ્રહ્માંડ દીસે વણુસતું, માંડણીમાં હીતે ફોક. અવીચળ
કલ્પનાએ કહીએરે, વાણીએ કરીએ જેહ;
કાલ કરતાય જેટલું ભાઇ અંતે વણુસે તેહ અવીચળ૦
સનીપાત શરીરનો સમયે ન પ્રગટ થાય;
ભુવન કેરા નૃપતિને, ઘર તજી વન જાય. અવીચળ૦
ચાર વરણને ચાર આશ્રમ, અવસ્થા છે સાર;
તેને અધિકારે ઉપદેશ દેવે, ગ્રંથનો એ વિચાળે. અવીચળ૦
વૈરાગ અંજન ગુરૂ આંજે, ત્યારે ઉઘડે આંખ;
પડળ સઘળાં પરા થાએ, શાસ્ત્ર પુરે શાખ. અવીચળ૦
અવિદ્યાને ઓળખી, વિદ્યા વડે કરે નાસ;
પછી વિદ્યા મુકી શકે, ઉપજે સંન્યાસ. અવીચળ૦
દ્વૈત સઘળું ટાળતાં, અદ્વૈત રહે ત્યાંય;
મહા મંત્ર ખરા પુરસનો હ્રદયથી ગ્રહલાય. અવીચળ૦

થાતાં તે થાએરે નહીરે, જાતાં ઝટ નહીં જાય;
પિંડ પરમાત્મા તે જેમનો, તેમ સહાય. અવીચળ૦
દેહ ભાવે ન દેખીએરે, આત્મ ભાવે નિત્ય;
એજે સમજણ બુદ્ધિયેરે, અનુભવિની રીત. અવીચળ૦

ભજન ૬૫.

તારા મનમાં જાણે છે જે મરવું નથી જો,
જેમ પીપળના પાનને ખરવું નથી જો. (ટેક)
અરે જે ઠેકાણે ઓઢાડી મંગળ ઘાટડીજો,
તેજ ઠેકાણે બંધાશે તારી હાડડી જો. તારા૦
જે ઠેકાણે વાજીંત્ર તારાં વાગીઆં જો,
તેજ ઠેકાણે લેવાશે તારાં છાજીઆં જો. તારા૦
તારે પ્યારી વિના કેમ ચાલશે જો,
ચુડો ભાગીને એયે ખુણે ઘાલશે જો. તારા૦
જો ઠેકાણે લખી કંકોતરી જો,
તેજ ઠેકાણે લખશે કાળોતરી જો. તારા૦
અમીરાજનાં વચન સત જાણ જો,
હરીગુણ હરખે શું વખાણશે જો. તારા૦

ભજન ૬૬.

હાંરે તેંતો મનખ્યા જનમ ગુમાવ્યો,
તેંતો ફોગટ ફેરો ખાયો હે;
નરનામ ન જાણ્યું તેં રામનું, (ટેક.)
સુઈ સુઈ સારી રેન ગુમાવી,
દીવસ ગુમાવ્યો ખાઈ;
હીરલા સરખો જનમ ગુમાવ્યો,
હીરા કોડીને બદલ જાય. નર૦
સુખીયા મરે સુખ ભોગવી,
દુઃખિયા મરે દુઃખ રોઈ,
જનમ સ્નેહી છે નેડા રામનો,
તેણે સુખ દુખ સહિઆ સોઈ. નર૦

સુખ દેખી મત રાચીએ,
વીપત પડે મત રોય;
સંપત વિપત દોનું એક છે,
કિરતાર કરે શો ડોળ. નર૦

ઊગ્યા તે તો આથમે,
ફુલ્યા સો કરમાય;
ચડે પડે દહાડો નમે,
સખ્યું ન મીથ્યા થાય. નર૦

માતા મન જેમ બાળશું,
મીન તણું જળમાંય;
ઘડી એક વીલો જો પડે,
તો તલપ તલપ જીવ જાય. નર૦

અનલ પંખીને વે ઘણો
ઉડી આકાશે જાય;
ધ્રણી થકી ફુળ નીપજે,
એનો સાર કહ્યો નવ જાય. નર૦

જેસો રંગ પતંગકા,
તેશો હે સંસાર;
રામ નામ રંગ એક છે,
રોહીદાસનો પ્રાણ આધાર, નર૦

## ભજન ૬૭

નાદાનસેં ઇનસાન; કબુ આસનાં કરનાં;
જો દીલકા દગાબાજ સગ કરનાં તોબી ડરનાં (ટેક)
દીન ચારકા મીજમાન, મુકર ચલજાનો હેદો યાર
કરનાં ખુદા કે કોપસેં, પાઊ દેખ દેખ ધરનાં, નાદાન૦
કરમત હેર જયુ અપની ઇતમાં કરાવે કામ;
કમરકું તુંબા બાંધકે, દરીઆકું તરનાં. નાદાન૦
જીસકાજો સુકન સારૂ નહી, કુડસે દગલબાજ;
અગ્યાનકે નર કુસે, ઈમાન તો નબે કરનાં. નાદાન૦

હરદાસ હુકમ માન બાત સારકી સદાઈ;
સાચી લગનમેં સાહીબા સાહકું અમરની. નાદાન૦

ભજન ૬૮.

ગુજરેગી ઉમર સારી ધંધે મે ધ્યાન તેરા.
બાહેર બતી લગાઈ; ભીતર રહ્યા અંધેરા, ગુજરેગી૦
સંસાર જાન સપને જેસા, હેજી ધનમેં કયું ઘેરા;
ઉઠ જાગેરે અજાના, તું સુનતા હયકે બેરા. ગુજરેગી૦
જીજીકે જોરસેં ચલતા, શિરપે કાલકા હે હેરા;
માર ખાયગા મરજાયગા, પછે બાત ફેરેગા ફેરા ગુજરેગી૦
હરદાસ સાફ દીલકે, લીયા સત ગુરૂકા સેરા;
એક પલમે પાર ઉતરે, નામ કયા હય તેરા. ગુજરેગી૦

ભજન ૬૯.

અપનાં દીલ સમજા નહિં તે;
ઓરકું સમરના સો કીયા;
જીસકી નજરમેં ઝેર હયે,
ઉનકે ચરાં જાના સો કયા,
ઘર જાય જીનકે માન નહિ,
ઉનકે ઘરે જાના સો કયા. અપના૦
જીસ ચીજમેં લીજત નહી,
ઉસ ચીજકો ખાનાં શે કયા;
જીસ રાગમેં મજા નહીં,
ઉસ ગીત કો ગાનાં સો કયા. અપના૦
ભીતર ન ભેજા પ્રેમકા,
બહાર ભુલવાણાં સો કયા.
દોજખ જહાંમેં ડુબતા,
તો રાખનાં છાનાં સો કયા, અપના૦
સુતે ગુમાઈ સાહીબી
અબ જાય પસ્તાના સો કયા;
ભુલા ઉસકો નામકો,

ફીર ભીસ્ત કે ચહાનાં સો ક્યા, અપના૦
નાશયત ન લગી ઈન જીવકો,
અંધેસે અથડાનાં સો ક્યા
ગાંફલ ન પુછે જ્ઞાનકો,
ફીર ઉનકો બતલાના સો ક્યા. અપના૦
કુરદાસ હુકમ સાહેબકો,
કર યાદ ગભરાનાં સો ક્યા;
વાલે વસીલે હોય થે,
દુનિયાંસે ડર જાનાં સો ક્યા. અપના૦

## ભજન ૭૦.

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકી ભુજવામ,
પોઢે સુખ સેજ સીતારામ. ટેક.
પ્રભુજીને કનક મંદીર પુષ્પ સેજા કોટી ઉદય ભયભાન;
દેવતા સરવે ચોકીયે સનમુખ આયે હનુમાન. પોઢે સુખ૦
શેષ સ્મરણ કરત નીસદીન ધરત શંકર ધ્યાન;
ગરવ ગંજન રામરાજા, સકળ પુરણ કામ. પોઢે સુખ૦
સરજુગ કીનારે અજોધ્યા નગરી જ્યાં બીરાજત રામ;
કૌસલ્યા સુત સેજે પોઢે નવલ સુંદર શ્યામ. પોઢે સુખ૦
ચુવારે ચંદન અંતર અરગચાં કનક ડબા ભરપાન;
દાસ તુલસી લેકે ઠાડે મેવા દ્રાક્ષ બદામ. પોઢે સુખ૦

## ભજન ૭૧.

જાગો હરી જગના જીવન પ્રાણ જાગો મારૂં સાચું ધરણું શામ
વીઠલ વેલા જાગો. ટેક.
માતા જગાડે જાગો કાનુડા ગાંદરે ઉભી ગાય;
સાદ સામા સાદ કરે છે માવૈયા મેળો થાય. વીઠલ૦
વીઠલ વનમાં મોરલા બોલે સુખે થયું સવાર;
વેદની વાણી બ્રહ્મા વાંચે પુજા સો પ્રભાત. વીઠલ૦
ચકરડા ચક ચકવા લાગ્યાં, ચકવા મેળો થાય;
વેણુ વગાડો ધેન ચરાવો, ગોપીઓ મંગળ ગાય વીઠલ૦

દેવીઓ ભગત મુક્તિ માગે દાસ કેરો દાસ;
દરસન દેજો પરસન રહેજો, વૈકુંઠ કેરો વાસ.

## ભજન ૭૨.

રામને ભજ્યા વિના પ્રભુને ભજ્યા વિના,
જાતી રહી જુવાની. ટેક.
સરોવર દેખી હંસ લીધો વીસામો ભાઈરે,
આતમ થયો મારો રાજી.
હરીજન હંસલો જાણે હાલવા લાગ્યો;
ત્યારે પરદેશી માળોરે પેખી. ૧
જુવાની જાતારે તુને કાંઇ નવ સુઝ્યુ રે,
વૃદ્ધપણુ આવ્યું છાનું માનુંરે ૨
કાળા મટીને ધોળા આવ્યા ભાઈ,
આવી મોતની નીશાની. ૩
કંકુ વરણી કાયા કામ નહીં આવે,
કેસર વરણાં તારા નુર;
મુવા પછી તુને બાળઆવી દેશે,
જરા પોંસીને તુને જમડાએ ઘેર્યો ભાઈ,
રે વાંસે આંસુડાની હેલી;
જોધા પ્રતાપે ભણે ભગવાન દાસ,
રંગે તોરી આમાં રેલી રે રામ. ૫

## ભજન ૭૩.

રૂડા રામને મનાવો ગણપતિ દેવને મનાવોરે હેજી;
જીરે સાયર જળરીઓ. ૧
રાજા કુડા એની પ્રજા કુડી,
કુડા કળજુગના મેહુલીઆ. હોજીજીરે૦ ૨
નર કુડા જેની નારીઓ કુડી,
કુડા કળજુગનાં નેહા હો. જીરે૦ ૩
કાલર ભોમીમાં ખીજમતવાલો,
પણ જો તરીએ ગાંઠુ લાવો હો

ખારા સમુદ્રમાં મીઠી એક વીરડી,
ભવસાગરમાં કુડા હીરા હો, જીરે૦ ૫
કે પાલણુરી તુઅરો વન ફેરવો,
અમીરસ ઘોલી ઘોળી પાલો પો. જીને૦ ૬

## ભજન ૭૪.

રામ નામ જપ જાણો સંતો, રામ નામ જપ જાણો; ટેક.
આતમ તત્વ પિછાણો, સંતો રામ નામ જપ જાણો;
પૃથ્વી તેજ પવન ઓર પાની, ચારે ગગન સમાણો, રામ૦
કોણ મરે કોણ અવતરે ભાઈ, કોણ જીતે કોણ હારે;
જલકી લેરી જવરીં ઉપની, કોણ તારે કોણ મારે. રામ૦
કાયા કુંભ લે જળમાંહી ધરિયા, બાહેર ભીતર પાણી;
કુડી કુંભ જલસેં ભળીઆં, સો ગત બીરલે જાણી. રામ૦
હરી અથાહ થાહપે આગે, સાહેર સુરતા સમાણીરે;
મર જાળ ઠાલે કહા ટરહી, મીનહી હો ગયે પાણી. રામ૦
ગુરૂ બીનજ્ઞાન રામ પીન બોલે, મીથ્યા વાદ કહાવે,
કહે કબીર ગુંગેકી સમસા, ગુંગા હોય સો પાવે. રામ૦

## ભજન ૭૫

જા ઘર કથા નહીં કીરતન નહીં, સત નહીં મીજમાના;
તા ઘર જમડે ડેરા દીના. સાંઝ પડે સમશાના. જા૦
કુદયો ફુગરો કહાહીં રતહે, કહા દીખ લાવત અંગા;
એક પલમાં ફના હો જાયગા, જેસા રંગ પતંગા, જા૦
નાભી કમલસે નાવ ચલતહે, દ્વાદસ મીન ઠેરાના;
આપર તખ્તપર દેખા તમાસા, સોઈ સતગુરૂકી સાન. જા૦
વેહ વેરાગે ગુરૂ ગમ જાગે, સતગુરૂ નામ નિશાના,
સાધુ જનકી સેવા ન કીની, કીસ વીધ હોય કલ્પના. જા૦
મેરી મેરી કર કર મુરખ, મિટો નહીં માન ગુમાન,
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, કીસ બીધ હોય કલ્પાના. જા૦

## ભજન ૭૬.

સંતો જીવન મુક્ત હમારાજી, ના કછું સંસાના કછું પેખા;

કર્મ ભર્મ તે ન્યારા, સંતો૦
પાંચ તત્વ તો હમહીં ચીન્હાં, હમહી કાઠી કાયા,
જલ થલમેં હુયે મેરા પસારા, સમઝે મેરી માયા. સંતો૦
ઓમ સોં ધુન રણકારા, શોતી સમરન કીના,
ગુપ્ત પ્રગટ સબમેં રહેવે, શો ગત કો વીરહે ચીન્હા. સંતો૦
રહેત પુરસકી સબર ન પાવે,
સાધુડાં ઘર ઘર બોધ પ્રસારા,
જયોતી સ્વરૂપી નીરંજન,
ભજન કર રહ્યા હમારા. સંતો૦
ખુદ વાણીમાં કહી સમજાવું; સત્ય શબ્દ હમકી ભાખ્યા,
સાધુ હોયશો સમજી રહેવે, શોઈ હમારી શાખા. સંતો૦
અબુજ લોક બુજે નહીં ને, બુજે તે હુયે સંતા.
કહેત કબીર મે કહેતી,
ભાખ્યુ, અપમ પાર અનંતા: સંતો૦

## ભજન ૭૭.

સંતો ભાઇરે ઉન ગરકી મોહે સત સમજાયો
જયાં ઘરશેં બ્રહ્મા આયાજી. ટેક૦
સંતો ભાઇરે કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહા જાઇ સમાયાજી. સંતો૦
સંતો ભાઇરે કોઈ પુજે શીવ શકતીકું;
કોઇક પીર મનવારેજી.
સંતો ભાઇરે અલખ પુરૂષકી આદ ન જાણે,
ફોગટ ફેરાં ખાવેજી. સંતો૦
સંતો ભાઇરે બ્રહ્મા વીસ્નુ મહાદેવ સ્વામી
પથરા નામ ધરાયાજી,
સંતો ભાઇરે ઉન પથનેકું કાલ ન વ્યાપે,
સુના સરે મર જાવેજી.
સંતો ભાઇરે ઘડી સા દેવતકું સમ કોઇ માને,
અણઘડ માને ન કોઇજી,

સંતો ભાઈરે સુરત સુરતસે જો કોઈ આને,
નિરભેકા ફળ સોયેજી. સંતો૦
સંતો ભાઈરે ઘાટ વૈરાટ કછુ બીન હોતાં
પુરૂષ હુતી માયાજી;
સંતો ભાઈરે અજણ રજણ હોઈ નેના બીન હોતાં.
તબ જીવડા કહાંસે આયાજી. સંતો૦
સંતો ભાઈરે મેં મેરી મમતાકું માર હટાયા
તબ જાઈ સુક્ષમ પાયાજી;
સંતો ભાઈરે સુરતા સોહાંગણ ચરણુ જોઈ લોટી,
તબ જાઈ પ્રીતમ પાસાજી, સંતો૦
સંતો ભાઈરે સાધન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી;
સંતો ભાઈરે કહેત કબીર અવિનાસી;
ચમકે સંકટશે છોડાયાજી. સંતો૦

## ભજન ૭૮.

રામ ભક્તિ તેં કછુ નહી સાધી,
તેં કેમ ન મુવા જીવ અપરાધી. ટેક.
મરી મનખા દેહ જગમેં વિગોઈ,
પુતર પેલે વાકીમા તનમુઈ. રામ૦
ગર્ભ ભજન કયું ન હોઈ તેરી માઈ,
જેણે ન સેવ્યા હોયે રઘુરાયે. રામ૦
ગુનકાકા બેટા બાપ કીનહીકું કહેવે,
ગુરૂવિના જ્ઞાનચેલા કીનહીસેં કહેવે, રામ૦
કહેત કબીર સુનો સુંદર રૂપા,
રામ ભજન બીન પડો જમ કુપો, રામ૦

## ભજન ૭૯.

બંગલા ખુબ બન્યા મહારાજ જયામેં નારાયણ બોલે. ટેક.
પંચ બંગલેમેં દશ દરવાજા, બીચ પવનકા થંભા;
આવત જાવત કોઈ નવ દેખે, એહી બડા અચંબા. બંગલા૦

ઈસ બંગલેમેં બાજાં, બાજે બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મરદંગ બાજે રાગ છત્રીસેં ગાંવે
હાડ ચામકો દેહ બનાઈ તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા રંગ ખુબ ચટાયા બંગલાં૦
પાંચ પચીસેક પાતર નાચે મનુવાં તાલ બજાવે;
સુરતકી નુંરતકી મરદંગ બાજે રાગ છત્રીશે ગાવે બંગલા૦
રોણુ રોમચાં હોય બશાઈ, ત્રણુ ગુણુકા ગાલા;
કહેત કબીર સુનો ભાઈ સાધુ ચેતન સુનવાવાળા બંગલા

ભજન ૮૦.

રામ ભજનસે લાગીરે વીરા કબીરા,
કબકા ભયા વેરાગીજી હો હો હોજી—ટેક;
ચંદાબી નહોતાને સુરજબી નહોતારે હો હો હોજી
નોતા નવ લખ તારારે. વીરા૦
મહાદેવજીકા જન્મ બી નહોતારે હો હો હોજી,
તે દનકા ભેખ હમારારે, વીરા૦
ધરણી નોતી કયાં જનમ ધરૂં ગોરેજી,
નીર નહોતાં કયાં નાવું રે. વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પાર ધરૂં ગોરેહેજી,
અખંડ હેય ત્યાં જાવું રે. વીરા૦
અઘોર અંધકારમાં કાંઈ નવ સુઝેરેજી,
નોતા ગુરૂ નોતા ચેલારે. વીરા૦
તે દીનકી મુંડ મુંડાવી રે હે જી,
તેહુના ફરૂં અકેલારે. વીરા૦
પેલા જુગમાં પતર પાવડી, લીયાં રે હે જી,
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
ત્રેતા જુગમાં આડંબર બાંધ્યારે હે જી,
કળજુગમાં ઝોરી ઝહારે. વીરા૦
સહેજ સહેજે ગુરૂ ચેલા મળીઆરે હે જી,
ગુરૂ મળ્યા રામાનંદીરે. વીરા૦

કહેત કબીર સુણો સાધુ રે હે જી,
આજ ભયા આનંદારે. વીરા૦

## ભજન ૮૧.

રામ સમર રામ સમર, રામ સમર ભાઇ,
રામ નામ સુમર બીન. બુડત ભવ માંહી, ટેક.
બનિતા સુના દેહ દેહ, સંપતિ સુખ દાઇ,
ઇનમે કછું નહીં તેરો, કાલ જાત ખાઈ, રામ૦
અજામેલ ગજ ગણિકા, પતિત કર્મ કીને;
શોબી ઉતર પાર પડે, રામ નામ લીને. રામ૦
સકર કુકર યોનિ ભ્રમત, અબ કયું લાજ ન આઇ,
રામ નામ છાંડ અમૃત, ટાહેકું વિખ ખાઇ, રામ૦
ધર્મ કર્મ તજી કુકર્મ, રામ નામ લેહી,
ગુરૂ પ્રસાર સુન કબીર. રામ કર સ્નેહી, રામ૦

## ભજન ૮૨

અબ તુમ કબ સમરોગે રામ,
ગર્ભ કુટીમે જપતપ કીને;
નીકલ હુવા બેઈમાન અબ૦
બાલપનો હંસ ખેલ ગુમાયા,
તરૂન પનમેં કામ અબ૦
હાથ પાંવ જબ કાંપન લગે,
નિકલ ગયો અવસાન અબ૦
જુઠી કાયા જુઠી માયા,
આખર મોત નિદાન અબ૦
કહેત કબીરા સુનો ભઇ સાધુ,
જીવડા દો દીનકા મીજમાન અબ૦

## ભજન ૮૩.

ખલક સબ રેંનકા સપના,
સમજ મન કો નહી અપના ટેક,
કઠણ હે લાભકી ધાસ;

બહે સબ જાત સંસારા ખલક૦
ઘડા જયું નીરકા ફુટયા,
પતા જ્યું ડારસુ તુટા ખલક૦
એસી નર જાન જીંદગાની,
સમજ મન ચેત અભીમાની ખલક૦
ભુલ્યો મત દેખ તન ગોરા,
જગતમેં જીવના થોરા ખલક૦
તજો મદ લોભ ચતુરાઈ,
રહો નીસંક જગમાંઈ ખલક૦
કુટુંબ પરીવાર સુત દારા,
ઉસી દીન હોયગા ન્યારા ખલક૦
નીસક જબ પ્રાન જાવેગા,
સદા મત જાનો એ દેહા,
લગાવો રામશે નેહા ખલક૦
કાટેગી જન્મકી ફાંસી,
કહે કબીર અવિનાશી ખલક૦

## ભજન ૮૪.

નામ જેણે જાણ્યુરે તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બન્યો.-ટેક.
બત્રીશ આભ્રણ અંગે ધરી, નારી વિના સો શણગાર;
કવીએ જો આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર;
સાર કયાંથી મળશેરે, ભણ્યો ખરો પણ ન ગણ્યો નામ૦ ૧
વાંઝણી નારીને સ્વપનુ આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ જન દેખાદેખી કરેછે, તેની કેમ પુરી થાશે આસ;
કેને બાપ કહેશેરે, વેરાએ જે પુત્ર જણ્યો, નામ૦ ૨
નામ ગુણને રૂપને નાશ, વળી ચોથું પદ અવીનાસ;
એ ચોથા પદનો ભેદ જાણે, તેને કહીએ હરી તણો દાસ;
નારકી કર્મનોરે શંગે, એક પળમાં હણ્યા. નામ૦ ૩
અરોવી રાખી તમે ગુરૂને ચાહો, કયે શબ્દને. તોલ;

આશ્રમ થકી બે અદો મળેતો, તેનો ધારણ કરજો બોલ,
સુફને સંગ આપુરે, અનામી નામ પોતાને ગન્યો. નામ० ૪

## ભજન ૮૫.

વાણી વાણીરેમારા સતગુરૂની વાણી,
જીતવા પરણાવી બાપે મુઆ ઘેર આણી—ટેક.
ખીલો દુજે મારે ભેંસ વલોણું.
સસરો પારણીએ ને વહુજી હીંચોળે. વા०
ખેતર પાકયું રે રખવાળાને ખાધો,
ઉલટો મરઘલે પારધીને બાંધ્યો. વા०
હેઠે હાંડી ઉપર ચુલો ચડીઓ,
જળ કેરી માછલીએ બગલાને ગળીઓ. વા०
આભ વરસેરે જમીન પરસે,
નેવાંનાં નીર તે મોભેજ ચડશે. વા०
બાવો બોલ્યારે મછંદર કો પુત,
મેલી મમતાને ભયો અબધુત.

## ભજન ૮૬.

મારા સાચાના અંધાતીરે, વખતે વેલા અવજોર;
મનુષ્ય જનમ મળ્યો તુને મોટો,
તોય રરી સ્મરણ નવ કીધું હેજી:
ભવજળ પાર ઉતારવા ભાઈ, નાવ હાથ લીધું. મારા०
પાપ કરમની કોઠી નાંખી, લોભ કપટજ ભરીયાહેજી;
સત્ય કમાણી કોરે મુકી, પાપે પેટજ ભરીયાહેજી. મારા०
પુન્ય તણું તેં નામ ન જાણ્યું, ધર્મ મુકયો તેં જાણી હેજી;
અંત સમે સો આવી વળગશે,
કરણી કરમ પ્રમાણી હેજી. મારા०
પ્રભુની પ્રભુતાઈ ન જાણી, વિષયમાં રહ્યો તું માણી હેજી;
વીષય વાસની દુર તજીને, પ્રભુને ભ્યો તમે જાણી હેજી મારા०
પુર્વ લેગે ભેગાં થયાં છો, માત તાત તમે જાણો હેજી
પુત્ર કલત્ર તેવુંજ ભાઈ, જગમાં સો પ્રમાણો હેજી; મારા०

